---

# વસન્તોત્સવ.

( તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૦૬. )

---

# વસન્તોત્સવ.

( તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૦૬. )

## ગીત.

જગવાલી પાલનહાર સૌના ઓ દાતાર.
હાથ જોડી પાયે પડી કરીયે નમસ્કાર.
ફરતાં હરતાં ખાતાં પીતાં લીજીયે તારૂં નામ.
મુશકીલ આશાન થઇ સફળ થાય તમામ કામ.

તું છે માતા તું છે પીતા તું છે દાતા,
જગત્રાતા જગકર્ત્તા પાળણહાર.
ચંદ્ર સૂર્ય જગ તારી પૃથ્વી સારી.
ખુબીવાલી છે આભારી રે ઓ કીરતાર.

સર્વવ્યાપક સર્વજ્ઞાની મોટા બળવાન બાપ.
નેકી ચોખ્ખી બુદ્ધિ સારી ડાહાપણ હમને આપ.
જેથી કાપીયે દુન્યાઇ મંજલ ભવ કરી સફલ.
સુખ શાંતિ કીર્તિ સાથે દીલ દે અદલ,

—તું છે માતા—

## ગીત.

સુખદ આ વસંતમાં ભૂલી ભાન, વિવશ તું કાં બની સજની,
વિખરી તુજ વાળ રહ્યા ઢરી ભાળ, વિવશ તું કાં બની સજની;

લ્હેરંતી જ્યોત્સ્ના આકાશે, ચંદ્રા સ્મિત નિજ તેથી પ્રકાશે,
ઢાલંતિ મલ્લિકા ચોપાસે, ઢગલિયો સુગંધની સજની.

સુખદ આ વસંત.

જોશું બપૈયા બોલ ઉચ્ચારે, પિયુ પિયુ કરી શા મધુર પુકારે,
કુહુ કુહુ કુહુ કુંજાગારે, વાણી કોકિલા તણી સજની.

સુખદ આ વસંત.

હસે ચંદ જો મધુરાકાશે, આ મુખ ચંદ્ર મલિન કાં ભાસે,
કરે ગાન પંખી ઉલ્લાસે, અબોલા તું કાં બની સજની.

સુખદ આ વસંત.

ચાલ કુંજ વિણિ માલતી ખીલી, માળા ગુંથીએ ઉઠ હળી મળી,
ગીતડાં ગાઇ ગાઇ રસીલી, સુખે ગાળીએ રજની સજની.

સુખદ આ વસંત.

**નરસિંહરાવ ભોળાનાથ.**

---

## ગરબી.

આજની શોભા છે રળિઆમણી,
સૃષ્ટિ મંડળે, તરંતા ચંદ્રબિંબની.

આજની શોભા.

પસરી રહ્યાં ચંદ્રબિંબ સર્વ આ સ્થળે,
　　યુવતી દીસતી, રજની સુંદરી હસે.
　　　　　　　　　　　　આજની શોભા.

શ્વેત વસ્ત્ર ધરી રજનિ વિલસતી રહી,
　　પ્રેમઘેલી એ, બની, ઇંદુમાં ભળી.
　　　　　　　　　　　　આજની શોભા.

રજનીશું વિહાર ચંદ્ર પ્રેમથી કરે,
　　નિરખી તેહને, હૃદય હર્ષ ઉભરે.
　　　　　　　　　　　　આજની શોભા.

રજની-ચંદ્રસમાં આર્ય દંપતી બને,
　　વિમળ પ્રેમથી, વિભુ ! એજ માગિયે.
　　　　　　　　　　　　આજની શોભા.

કૃષ્ણરાવ ભોળાનાથ.

## ગીત.

### રાગ કાલીંગડો. તાલ દાદરો.

લાહી બહાર બાગમેં, બેલા, ચંબેલી, મોગરા. લાહી.
કરતીતી આજ જે ચહે, મઅના, ચકોર, કોકીલા. લાહી.
ગુંથનેકુ આએ ફુલ, લાહેલે એલા હુવા,
રંગ ભરા અજબ આજ, નુર ઝુર જલાલકા. લાહી.
કયા ઈસબ જાજાર હુએ, જાનેકી બહાર હુએ,
ચમક રહા શહર શામ, લાહેલે એલા હુવા. લાહી.

## ગીત.

### કાફી.

જા તું તપોવનમાં બાળા.

શિદ આવે તું પાછળ મારી,
લેશ દયા નથી જેને મનમાં.
જન્મ થતાં તજી તુજ જનની ગઇ,
આ સ્થળમાં તુજને છોડીને.
હું જાવાથી ખોટ તને શી,
જો તું વસ્યું દાદાના મનમાં.

---

## ગરબી.

જળ ભરવાને ચાલોરે, મિઠલડાં જળ ભરવા,
ખીલ્યું યૌવન મ્હાલોરે, મધૂરાં જળ ભરવા;
આજ અમુલખ લ્હાવોરે, મિઠલડાં જળ ભરવા,
ચાલો બ્હેનીઓ ચાલોરે, મધૂરાં જળ ભરવા.

### સાખી.

તરશે તરફડતાં મરે, બ્હેનો ભાઇ અનેક;
પાવું અમૃત ત્હેમને, એજ ધરો મન ટેક.

ધાન્ય લણવાને ચાલોરે, મિઠાં ધાન્ય જ લણવા;
લીલાં ક્ષેત્રમાં મ્હાલોરે, ખિલ્યાં ધાન્યના કણ જ્યાં.

## સાખી.

ભૂખ્યાં ત્રાસ તપ્યાં દિસે, મનુ બાળક ચોપાસ;
પ્રભુની થાળ દઇ કરો, તૃપ્ત તેમને ખાસ.

ફુલ વીણવાને ચાલોરે, મધુર ફુલડાં વીણવા;
મીઠું યૌવન મ્હાલોરે, રૂડેરાં ફુલ વીણવા.

## સાખી.

દુ:ખ કલેશ ચિન્તા ભર્યું, જગ રડતું લાચાર;
કરો શાન્ત આશા ભર્યાં, પુષ્પ તણો ધરી હાર.

રસ સીંચવાને ચાલોરે, મિઠલડો રસ સિંચવા;
યૌવનવન મ્હાલોરે, અમર ફાલ્યાં ફળ જ્યાં.

## સાખી.

સૂકી રસહીન બનિ રહી, હૃદયવાડી દેખાય;
વર્ષાવો અભિધાર ત્યાં, પ્રફુલ્લ રમણીય થાય.

ગીત ઝીલવાને ચાલોરે, મિઠલડાં ગીત ઝીલવા;
રમી રાસ લ્યો લ્હાવોરે, પ્રીતિ ભક્તિ ઉરમાં.

## સાખી.

નન્દન સુન્દર વન્દનો, વાગે રસીલી વેણુ;
અન્તર ઝીલી અમૃત ભર્યાં, રેલાવો પ્રભુ કહેણ.

લ્યોને આનન્દ લ્હાવોરે, જિહ્વડાં અમિ ભરવા;
ચાલો સાહેલી ચાલોરે, મધૂરાં જળ ભરવા.

સુમન્ત.

---

## ગજલ.

વચનપર જાય ગરદન તો, ભલા સર તું જવા દેજે.
કબુ નાદાન ના બનતો, વગર ડર તું જવા દેજે.
દીની ઈમાનને સારૂં, અગર થાયે વતન ન્યારૂં.
બગીચા બાગને પ્યારૂં, ભલે ઘર તું જવા દેજે.
સુખન જુઠો કહી દેતાં, ન બચશે રૂસવતો સેહેતાં.
અગર જાય ખરૂં કહેતાં, ભલે જર તું જવા દેજે.
કહે ફીરોજ પોકારી, જરા તું સુન ઓ બહેન મારી.
અગર બચે દામાન તારી, ભલે ઘર તું જવા દેજે.

---

## ગીત.

### મ્હાડ.

ખીલી ખીલી કેવી આ શી ચંદા, સર મંદ મંદા આનંદે ગગનમાં.
જાય સરતી રૂપેરી આ વનમાં, મીઠી, મીઠી આછા આછા ઘનમાં,
ગગનમાં, ભુવનમાં, વહાલાના વદનમાં.
ઝાંખી ઝીણી એ ઝરે વસતી હસતી જાય,
જાતાં જાતાં રસ ઝરે રસે પ્રાણ પોષાય.
પ્રાણ પોષે પ્રીતીનાં લગનમાં,
શમે પીડા આરામ થાય તનમાં આ મનમાં શાંતીના વહનમાં.

---

## ગરબી.

વસંત રૂતુ ખીલ્યો વનમાં
હાંરે વસંત રૂતુ ખીલ્યો વનમાં રે
મોટી ખુશી મારા મનમાં. વસંત રૂતુ ખીલ્યો વનમાં.

દેશમાં વાગ્યો સુધારાનો ડંકો,
શુભ થયું એજ શુકનમાં,
હાંરે શુભ થયું એજ શુકનમાં રે.
ધરણીમાં થઇછે કુધારાની કુમતિ,
ગમતી સફાઇ ગગનમાં, હાંરે ગમતી સફાઇ ગગનમાં રે.
મોટી ખુશી મારા મનમાં. વસંત રૂતુ ખીલ્યો વનમાં.

આજ પ્રજા તો સ્વતંત્રતા પામી,
વદનથી વદતાં વચનમાં
હાંરે વદનથી વદતાં વચનમાંરે.
બાગમાં ફુલ બહુ વિધ ફુલીયાં,
ફુલ ફેલાઇ છે જનમાં, હાંરે ફુલ ફેલાઇ છે જનમાં રે
મોટી ખુશી મારા મનમાં. વસંત રૂતુ ખીલ્યો વનમાં.

ઘેર ઘેર ઓચ્છવ અતિ ઘણા થાયે,
ગાયછે ગીત ગાયનમાં,
હાંરે ગાયછે ગીત ગાયનમાં રે
રંગ ઉમંગે થયાં મુખ રાતાં,
હોય જેમ હોરી ખેલનમાં, હાંરે હોય જેમ હોરી ખેલનમાંરે.
મોટી ખુશી મારા મનમાં. વસંત રૂતુ ખીલ્યો વનમાં.

---

## ગરબી.

જુગટું રમતાં નળરાય આજે હાર્યો છે,
પુષ્કર જેને કલિપક્ષ તે બહુ ફાવ્યો છે;
વરતાવી પુરમાં આણ પડો વજડાવ્યો છે,
વન જાવા નળને સદ્ય હુકમ કાઢયો છે.

સરવે તજીને નળ નીકળ્યો વને,
અંગે ધર્યું છે વસ્ત્ર એક જો,
નૈષધનાથ આજ જાય છે વને.
દમયંતિ કાજ કલિ કોપીઓ અતિ,
કોઇએ ન આપ્યું અન્નપાણી જો,
નૈષધનાથ આજ જાય છે વને.

નળ દમયંતિને વાત જણાવે,
પળવાને પીયર પંથ બતાવે,
સુણી દમયંતિ આવેરે, નળની પાસ આયે.

સતિ આવી નળની પાસ રડતી વિનવે છે;
પતિચરણ નમાવી શીશ અરજી ઉચરે છે;

સંગે સર્વે સમય રાખજો પતિ,
કહું સુખે દુઃખે મિઠી વાત જો,
નૈષધનાથ તજી ના જશો વને.
સ્વામીથી વિખુટી કદી નારી ના રહે.
જળથી જુદું ન રહે મીન જો,
નૈષધનાથ તજી ના જશો વને.

એકલડી પતિ હું કેમ રહું.
દુનિયાદારીનાં દુઃખ કેમ સહું,
આજે તમને ન તજું હું,      તમને કેમ તજું.

સુખ દુઃખમાં દિલની વાત કયાં જઈ કંથ કહું,
જીવતી છું હું પતિવિયોગ વ્હોરી કેમ લહું.

છાયા હું નાથ તમ શરીરની બની,
તરુણી તરછોડો નહિ નાથ જો,
નૈષધનાથ તજી ના જશો વને.
સ્વામી સંગાથે રહું સર્વદા સુખી,
દુઃખી વિયોગે વિરહી થાય જો,
નૈષધનાથ તજી ના જશો વને.

## ગીત.

### મ્હાડ કાફી.

આશાં અણુગણુ તારા વૃંદરે, દીપે શ્યામ નિશામાં.
સહૂ હળિમળિ જાતાં સાથરે, દીપે શ્યામ નિશામાં.

પવન પણું હાલે નહીં ને, હાલે ન અંધારૂં ઘોર,
ગ્રહગણ પણ હાલે નવ ચાલે, ચાલે ચોરગ્રાહકને ચોરરે.   દીપે.

પશુ પંખી બોલે નહિં ને, બોલે ન જળ સ્થળ કાંઇ,
મૃત અમૃત નિદ્રાએ ઘેર્યું, તમરૂં તમ તમ કરતું આંહિરે.   દીપે.

તે સમયે અલબેલડીરે, હીંચી હિંચોળા ખાટ,
આંસુ ઢાળે ઉર સંભાળે, રણ પડીઆ પિયુને માટરે.   દીપે.

ઉડુગણુ ચાલ્યા જીતવારે, ધાયું તિમિર ચોપાસ,
ઘસિ ઘસિને કાઢયું પછવાડે, કીધાં કેસરિયાં તનુવાસરે. દીપે.

ગ્રહમંડળ પડયું નીરમાંરે, ધરી તરૂવરનાં શીર,
વીર જુવે ચિંતામાં ફરતો, સહુ શર્મિસું સરસ્વતી તીરરે. દીપે.

સત્ય સનાતન રાખવીરે, કુલભૂમિની મરજાદ,
સહજ જતી સંભાળવી તે મોંઘી માત પિતાની લાજરે. દીપે.

ભીમરાવ ભોળાનાથ.

---

## રાગ દેશ—એક તાલ.

વ્હાલી ! સાંભળ પેલી કોયલડી તરૂવૃન્દમાંરે,
ગાતી છન્દમાંરે;

શાન્ત રજનિમાં ચમકિ ચાંદની
જો આછી પથરાઇ વાદળી
આવે ટહુકો અનિલ લેહેર કંઇ મંદમાંરે,
વ્હાલી સાંભળ પેલી. ૧

વ્હાલી ! એ તુજને બોલાવે
મીઠી મીઠી ને મન ભાવે
દેની પાછો ટહુકો કોમળ કંઠમાંરે
વ્હાલી સાંભળ પેલી. ૨

કુહૂ કુહૂ ફરી જો ફરી આવે
મીઠો રવ અમિ રસ જો લાવે
કોયલડી રહી છુપી ઝાડના ઝુંડમાંરે
વ્હાલી સાંભળ પેલી. ૩

આવો પ્રિય ! સુણિયે એ મીઠી
મ્હેં મધુરી ગાન નદી દીઠી
ચળકંતી ચાલે જે પેલા ચંદમાંરે
વ્હાલી સાંભળ પેલી. ૪

નરસિંહરાવ ભોળાનાથ.

---

રાગ આશાવરી. ત્રિતાલ.

જગતમાં ધન્ય ધન્ય અવતાર.
ગુણિયલ જેને નારઃ
રસસૂના જનને રસ ઘેલી,
રામા રસિક કરનાર. જગતમાં. ૧

દીલ દુભાયલનાં દુઃખડાં જે,
હસમુખી એ હરનાર. જગતમાં. ૨

મંગળ મૂર્તિ મનોહર રમણી,
હર્ષ ઉરે ભરનાર. જગતમાં. ૩

સુમન્ત.

# રાજગીત.

## ( રાગ ખમાચ )

મળી સર્વ ભારતસંતાન એક તાન મન પ્રાણ
ગાઓ રાજેન્દ્રનાં યશોગાન;
એડવર્ડ રાજ સુયશ બહુ પામો,
હિતકારક જેનાં સહુ કામો.
રાજપ્રેમ સર્વ સ્થળે વ્યાપી રહો ધર્મબળે,
દેશ દેશે બ્રિટિશ જ્યાં ધામો. ૧

Chorus
થાઓ રાજેન્દ્રનો જય
જય રાજેન્દ્રનો જય
ગાઓ રાજેન્દ્રનો જય
વિજય, વિજય
ગાઓ રાજેન્દ્રનો જય,

ભયમુક્ત થયા સર્વ ભારતનિવાસી,
મહા શત્રુ ગયા સહુ ત્રાસી,
ભારતનો એજ સેતુ રિપુદલ ધૂમકેતુ,
આર્તબંધુ દુષ્ટતા વિનાસી. ૨

Chorus.

રાજાધિરાજનું રક્ષણ કરજે,
હે જગદીશ દયાનિધિ નિત્યે,
દિન દિન સર્વ દેશે શ્રી સરસ્વતી વધે,
રાજ્યાધિપની કૃપા થકિ સત્યે, ૩

Chorus.

હૃદયેથી સહુ ચહે, મહારાજ સુખી રહે,
રાજા રાણી અને યુવરાજ;
આશીર્વાદ પ્રેમભર્યો દીયો સહુ દેશી જનો,
**શતંજીવ શતંજીવ** બોલો. ૪

Chorus.

નિર્મળ પ્રીન્ટીંગ પ્રેસ.- અમદાવાદ.